# A YEAR'S BOOK OF A BRIEF HISTORY OF THE INDIAN PEOPLE.

by

T. D. J.

First Edition. 500 Copies.



AHMEDABAD.

Printed at the "Satya-prakash printingpress" at Richey Road, by the proprietor Bulakhidass Narandass.

A. D. 1888.

Price 4 Annas.

# हिंदना लोकना टुंका इतिहासनी सालवारी बुक.

---

रचनार

જોશી. તોળાશંકર દલપતરામ. ડભોઈના
પ્રાંત વડોદરા.

પેહેલી આવૃત્તિ. ૫૦૦ પ્રત.

## अमदावाद.

રીચીરોડ ઉપર ફતાસાની પોળની ગેટ પાસે
જુનનાર વલીમદના મકાનમાં ખુશાલીદાસ નારણદાસે
પોતાના "સત્ય પ્રકાશ" છાપખાનામાં છાપી.
સને ૧૮૮૮.

કીમત ૪ આના.

# પ્રસ્તાવના.

હિંદના નાના મોટા રાજાઓએ ક્યાંથી કયાં સુધી રાજ્ય કર્યું તેનો વરસવાર હેવાલ તથા તેમના વખતમાં જે લડાઈઓ વિગેરે બનાવ બનેલા તે તથા તે શા માટે, તે ખુલાસાવાર દેખાડવા માટે હું આ ચોપડીમાં કોશિશ કરૂં છું.

હિંદના લોકના ટુંકા ઇતીહાસમાંથી સાલો વિગેરે મોંઢે કરવાનું છોકરાઓને ઘણુંજ કઠણ પડે છે એમ ધારી મેં આ સાલવારી બુક બનાવેલી છે કે જેની અંદર બરાબર ધ્યાન દઈને છોકરાઓ પાઠ કરશે તો તેમને કઠણ નહીં પડે એમ મને લાગે છે. વળી આ ચોપડી બનાવવામાં મને મેહેતા. ઇશ્વરલાલ કેશવલાલ રહેવાશી અમદાવાદ ધોબીની પોળમાં તથા મહેતા બળવંતરાય જસુભાઇ ઠેકાણું ઉપર મુજબ એ બે માણસોએ મદદ કરી મને ટેકો ન આપ્યો હોત તો મારો વિચાર પાર પડત નહીં પણ એ માણસોએ મને આ પ્રમાણે આધાર આપી મારો વિચાર પુર્ણ કરાવ્યો માટે એ મેહેરબાનોનો આભાર માનુંછું.

તા. ૧૫ નવેમ્બર સન ૧૮૮૮.

લી. જોશી. તોળાશંકર દલપતરામ.

ડભોઇના

પ્રાંત વડોદરા.

# સાલવારીની નોટ બુક.

## પ્રકરણ ૯ મુ.

ઈ. સ. પૂર્વે
૫૪૩–૧૦૦૦ બુદ્ધ ધર્મ.

૬૦૦ બ્રાહ્મણોએ પોતાની સત્તા સારા પાયા ઉપર સ્થાપન કરી હતી.

૫૪૩ બુદ્ધનો વડની છાયા તળે એંસી વર્ષની ઉમ્મરે શાંત પણે કાળ થયો.

૪૪૩ સાતસેં શિષ્યોની બીજી બૌદ્ધ સભા મળી.

૨૫૭ મગધ કે બહારનો રાજા અશોક એ પંથમાં ભળી તેનો હોંસીલો શિષ્ય થયો હતો.

૨૪૪ અશોકે એક હજાર વડીલોની ત્રીજી બૌદ્ધ સભા પટનામાં બોલાવી.

ઈ. સ. ૪૦ કનીસ્ક વાયવ્ય હિંદમાં રાજ્ય કરતો હતો.

ઈ. સ. પૂર્વે ૨૪૪ અશોકનો પુત્ર દક્ષિણના બોદ્ધોનું આ પવિત્ર શાસ્ત્રોનું તેના પિતાનું પુસ્તક સિંહલદ્વીપમાં લેઈ ગયો.

ઈ. સ. ૬૫ કનિસ્કની સભાએ ઠરાવેલો ઉત્તરપંથ ચીન દેશનો રાજ્ય ધર્મ થયો.

| | |
|---|---|
| ઇ. સ. પુર્વે ૨૫૦ થી ૧૦૦૦ ઈ. સ. સુધી | હિંદુ તથા બૌધ ધર્મ જોડે રહ્યા. |

ઇ. સ. ૪૦૦થી ૬૩૦ ચીના જાત્રાળુઓના જોવાગાં બૌધ માર્ગના મઠ અને બ્રાહ્મણ ધર્મનાં દેવળો જોડે જોડે આવ્યાં હતાં.

૬૩૪ શીલાદિત્યની સભા.

૬૩૦ ઉત્તર હિંદમાં શીલાદિત્ય નામે બૌધ રાજા રાજ્ય કરતો હતો.

૬૩૪ શીલાદિત્યે સાધારણ સભા બોલાવી તે વડે તેણે બૌધ ધર્મનો ફેલાવો કરવાનો પ્રયત્ન કર્યો.

૬૦૦થી ૮૦૦ બ્રાહ્મણ ધર્મનો જય.

૮૦૦ બ્રાહ્મણ ધર્મ આસ્તે આસ્તે પ્રબળ થયો.

૯૦૦ દેશનિકાલ થયેલો બૌધ ધર્મ.

# प्रकरण ६ ठु.

ઇ. સ. પુર્વે

૩૨૭થી ૧૬૧ હિંદમાં ગ્રીક લોક.

૩૨૭ ગ્રીક સ્વારી આવી ત્યારથી હિંદનો પરદેશી સાથેના સંબંધનો ઈતિહાસ શરૂ થાય છે.

૫૪૯થી ૪૮૬ હિંદ વિષે ખાસ કહેનાર ગ્રીક ઇતિહાસ કર્તાઓમાં પેહેલો માઇલેતસ નગરનો હેકા તૈઅાસ હતો.

ઈ. સ. પુર્વે

૪૫૦ હેરોદોતસનું જ્ઞાન સિંધુ નદી સુધી હતું.

૪૦૧ વૈદ્યક કતેશીઅસે ઇરાનમાં રહી આવ્યાથી હિંદમાં નીપજતી વસ્તુઓ વિષે તેના રંગ, વણાટકામ, વાંદરા અને પોપટો સંબંધી માલ થોડી બીના આણી.

૩૨૭ ગાસેદોન (ગ્રીક દુનીઆં) ના પાદશાહ મહાન શિકંદરની જોડે ગયેલા ઇતિહાસ કર્તા અને વિદ્વાનોએ સિંધુની પુર્વના હિંદનું જ્ઞાન પ્રથમ યુરોપને કર્યું.

૩૨૭ મહાન સિકંદર હિંદમાં આવ્યો.

૩૨૫ સુસામાં જતાં રસ્તામાં સિકંદરે અન્નપાણીની તંગીથી ભયંકર હાનિ ભોગવીને તે તે શેહેરમાં પહોંચ્યો.

૩૨૩ સિકંદરનું મૃત્યુ થયું.

૩૨૬ બીયાસને કાંઠે કંટાળેલા ગ્રીકોને અગ્નિકોણના સમૃદ્ધિવાન પ્રાંતો જીતવાની યોજનાથી લલચાવવાનો ચંદ્રગુપ્તે પ્રયત્ન કર્યો પરંતુ તેમનો નાયક પડે તેનાપર ગુસ્સે થયો તેથી તેને છાવણીમાંથી નાસી જવું પડયું.

૩૧૬ પછીના વર્ષોમાં ગોંધળ ચાલી તેમાં મગધ કે બિહારમાં નંદવંશનો નાશ થવાથી ચંદ્રગુપ્તે લુટારૂ ટોળાની મદદે પોતાનું રાજ્ય સ્થાપ્યું.

૩૧૨–૨૮૦ સેલ્યુકસે સિરિઆમાં રાજ કર્યું.

૩૧૬–૨૯૨ ગંગાના પ્રદેશમાં ચંદ્રગુપ્તે રાજ કર્યું.

૩૧૨ સેલ્યુકસે અને ચંદ્રગુપ્તે પોત પોતાના રાજ્યની સીમા

એકમેકને અડોઅડ લાવી મુકી.

| | |
|---|---|
| ઈ. સ. પુર્વે | |
| ૩૦૬–૨૯૮ | સેલ્યુકસે ચંદ્રગુપ્તના દરબારમાં ગ્રીક એલચી રાખ્યો |
| ૩૦૦ થી | યુરોપના લોકને હિંદના હેવાલ મળ્યા છે. તેઓમાં |
| ઇ. સ. ૧૭૦૦ | કદાચિત્ મેગાસ્થેનેસનો લખેલો હેવાલ સર્વોત્તમ છે. |
| ઇ. સ. પુર્વે | |
| ૩૦૦ | હિંદની સંસારી હાલત. |
| ૨૫૬ | સેલ્યુકસના પૌત્ર આન્તિઓખસે ચંદ્રગુપ્તના પૌત્ર નામાંકિત બૌદ્ધ રાજા અશોક જોડે કરાર કર્યો. |
| ૧૮૧–૧૬૧ | ગ્રીક લોકો જે સવારીઓ મોકલતા તે ઉગમણી દિશાએ મથુરાં સુધી અને કોઇ અયોધ્યા સુધી પહોંચેલી અને પશ્ચિમ ભણી સિંધ અને કચ્છ પર્યંત ગયેલી. |
| ૨૫૦ | પ્રથમ બનેલા બૌદ્ધ પુતળાંના ચેહેરા બહુ રૂપાળા ગ્રીક ઘાટના છે. |

---

# પ્રકરણ ૭ મુ.

| | |
|---|---|
| ઇ.સ. પૂર્વે ૧૦૦ થા ઇ. સ. ૫૦૦ | સીથીઅન લોકની સવારીઓ. |
| ૧૨૬ | હિમાલયની વાયવ્યકોણે આવેલા બાક્ટ્રીઆના રાજમાંથી ગ્રીકરાજવંશને સુજાતના તાતાર કે શક લોકોએ હાંકી કાઢેલા કહેવાય છે. |
| ઇ. સ. ૪૦ | ચોથી બૌધ સભા બોલાવનાર કનિસ્ક ઉત્તર હિંદનો |

સાથી પ્રખ્યાત રાજા હતો.

૬૩૦ ચીનાપટી નામે પંજાબમાં નગર હતું તેમાં કનિસ્ક રાજાએ ચીનના સાન અવેજીઓને રાખેલા એવું બતાવવામાં આવ્યું હતું.

ઈ.સ. પુર્વે ૨૪૪ અશોકની સભાએ જે પ્રકારનો બૌદ્ધ ધર્મ નક્કી કર્યો તે હિંદના દક્ષિણ દેશોમાં મનાયો.

ઈ. સ. ૪૦ કનિસ્કની સભાએ જે બૌદ્ધ ધર્મ નક્કી ઠરાવ્યો તે હિંદની ઉત્તરે મધ્ય એશિઆથી જાપાન પર્યંત શક પ્રજાઓએ માન્યો.

ઈ. પુ. ૫૭ રાજા વિક્રમાદિત્ય થયો.

૫૭ એનો ત્રામ એટલે સંવત શરૂ થાય છે.

ઈ. સ. ૭૮ રાજા શાલિવાહન થયો. અને તેના માન્યાર્થે શક નામે બીજો સનૈ સ્થાપવામાં આવ્યો.

૬૦-૨૩૫ મુંબઇની વાયવ્ય કોણમાં શાહકુળના રાજા રાજ કરતા હતા.

૩૧૯-૪૭૦ અયોધ્યા અને ઉત્તર હિંદમાં ગુપ્ત રાજ્યવંસનો હાથ રાજ્યાધિકાર હતો.

૪૮૦-૭૧૨ પર્યંત અને ત્યારપછી પણ વલ્લભીરાજાને હાથ કચ્છ માળવા અને મુંબઇની વાયવ્યે આવેલા પ્રાંતો હતા.

૫૩૫ ને સુમારે ગ્રીક વેપારીઓએ લાલ સમુદ્રમાં સાભળેલું કે ઉત્તરહિંદમાં હુણ નામે પ્રજા બળવાન છે.

૬૩૦-૬૪૦ વલ્લભીના દરબારનો અને ત્યાંના લોકનો હેવાલ હિ-

ઓૌએનપ્સાંગ નામે ચીનાઇ જાત્રાળુએ પુરો આપ્યો છે.

---

# प्रकरण ८ मु.

| | |
|---|---|
| ઈ. સ. | |
| ૭૦૦–૧૫૦૦ | હિંદુમતની વૃદ્ધિ. |
| ઈ. સ. પુ. ૧૨૬થી ઇ.સ. ૪૦૦ સુધી. | શક લોકનાં ટોળે ટોળાં હિંદમાં ધસી આવ્યાં. |
| ઇ. ૬૪૦ | જેચીનો હિંદમાં જાત્રા કરવા આવ્યો હતો તેણે બ્રાહ્મણો ( તેના લખવા પ્રમાણે પાખંડીઓ) પોતાની સત્તા પાછી સ્થાપવા લાગ્યા હતા તેનું વર્ણન કર્યું છે. |
| ઇ. સ. પુ. ૨૪૪ | અશોકે માંદાં માણસોને અને જનાવરોને સ્હાય કરવાને પદ્ધતિ ચલાવી હતી. |
| ઇ. ૭૦૦ થી | આજ પર્યંત હિંદુ લોકમાં એક પછી એક એમ કેટલાક ધર્મ સ્થાપનારા થઇ ગયા છે. |
| ઇ. ૧૮૬૬ | ના દુકાળમાં ગળુ કાપેલો છોકરો કાળીના દેવળમાં માલુમ પડયો હતો. |
| ૧૦૪૫ | વિષ્ણું પુરાણ થયું. |
| ૧૧૫૦ | રામાનુજ થયો. |

ઈ. સ.

૧૩૦૦-૧૪૦૦ રામાનંદ થયો.

૧૩૮૦-૧૪૨૦ કબીર થયો.

૧૪૮૫ ચૈતન્યનો જન્મ થયો.

૧૫૨૭ ચૈતન્ય અદ્દશ્ય થયો.

૧૫૨૦ વલ્લભસ્વામી થયો.

૧૫૨૦ વલ્લભ સ્વામી ઉત્તર હિંદમાં એવો બોધ કરવા લાગ્યા કે જીવાત્માના ઉદ્ધારને અર્થે તપ ને કાયાકષ્ટની જરૂર નથી.

---

# प्रकरण ९ मुं.

૭૧૪–૧૫૨૬ પ્રથમ આવેલા વિજયી મુસલમાનો.

૧૦૦૦ સુમારે મુસલમાની વિજયરૂપી જુવાળ ચડવા લાગ્યો તેમાં હિંદુ ધર્મે ડબકાં ખાધાં પણ ડૂબી ગયો નહીં.

૭૧૪–૧૫૨૬ પ્રથમ થયેલા રાજવંશી મુસલમાનો.

૧૦૦૧-૧૮૫૭ હિંદમાં જીત કરનારા મુસલમાનો અને મુસલમાની રાજકુળોની કાળાનુક્રમે સંક્ષેપ નોંધ.

૧૦૦૧-૧૧૮૬ ગીજનીવંશ. મહમુદ ગજનવી સુલતાન ખુશરૂ સુધી. ( તુર્કી ).

૧૧૮૬-૧૨૦૬ ઘોર વંશ. મહમુદ ઘોરી (શાહબુદીન) (અફગાન).

૧૨૦૬-૧૨૯૦ ગુલામ સુલતાનો. ( તુર્કી ) કુતબુદીનથી બલબન અને કૈકુબાદ સુધી.

ઇ. સ.

૧૨૯૦-૧૩૨૦ ખિલજીકુળ (તુર્કી) જલાલુદીનથી નાસરૂદીન ખુશરૂ સુધી.

૧૩૨૦-૧૪૧૪ તુગ્લકકૂળ. (પંજાબી તુર્કી).

૧૩૨૦-૧૩૨૫ ધિયાસઉદ્દીન તુઘ્લક.

૧૩૨૫-૧૩૫૧ મુહમ્મદ તુઘ્લક.

૧૩૫૧-૧૪૧૪ ફીરોજશાહની પછી એવંશનો અંત આવ્યો.

૧૩૯૮-૯૯ તિમુર (તેમર્લેન) ની સરદારી નીચે મુગલો ચઢી આવ્યા.

૧૪૧૪ સૈયદોને હાથ પછી અમલ આવ્યો.

૧૪૧૪-૧૪૫૦ દિલ્હીના રાજ્યનો ઓછો થઇ ગયેલો અધિકાર.

૧૪૫૦-૧૫૨૬ લોદીવંશ (અફઘાન) નબળી કારકીર્દીઓ: સ્વતંત્ર રાજ્યો થાય છે.

તૈમુરવંશ. (મુગલ).

૧૫૨૬-૧૫૩૦ બાબર.

૧૫૩૦-૧૫૫૬ હુમાયૂન.

૧૫૪૦ બંગાળાના અફઘાન હાકેમ શેરશાહે હુમાયુને હિંદમાંથી કાઢી મુકયો.

૧૫૫૫ લગી તેના વંશે રાજ કર્યું.

૧૫૫૬-૧૬૦૫ મહાન્ અકબર.

૧૬૦૫-૧૬૨૭ જહાંગીર.

૧૬૨૮-૧૬૫૮ શાહજહાંન પાદશાહ થયો.

ઇ. સ.

૧૬૫૮-૧૭૦૭ ઔરંગઝેબ કે આલમગીર ૧ લો.

૧૭૦૭ ૧૭૧૨ બહાદુરશાહ કે શાહઆલમ ૧ લો.

૧૭૧૨-૧૭૧૩ જહાંદારશાહ.

૧૭૧૩-૧૭૧૮ ફરુખશિઅર.

૧૭૧૯-૧૭૪૮ મુહમદશાહ.

૧૭૩૮—૩૯ નાદીરશાહની ચઢાઇ.

૧૭૪૮-૧૭૫૪ મુહમ્મદશાહનું મરણ અને અહમદશાહનું ગાદીએ બેસવું

૧૭૫૪ અહમ્મદશાહનુ પદભ્રષ્ટ થવું.

૧૭૫૪-૧૭૫૯ આલમગીર બીજો.

૧૭૪૮-૧૭૬૧ અહંમદશાહ દુરાની: અફગાને હિંદપર કરેલી છ સવારીઓ.

૧૭૫૯-૧૮૦૬ શાહ આલમ બીજો એ નામનો પાદશાહ.

૧૮૦૬-૧૮૩૪ અકબર બીજો નામનો પાદશાહ.

૧૮૩૪-૧૮૫૭ મહંમદ બહાદુરશાહ નામનો પાદશાહ સત્તરમાં અને છેલ્લો મુગલ પાદશાહ.

૧૮૬૨ રંગુનમાં રાજ કેદી રાખેલો ત્યાં મરણ પામ્યો.

૫૭૦ પેગમ્બરનો જન્મ થયો.

૬૩૨ પેગમ્બરનો કાળ થયો.

૬૩૬—૮૨૮ સિંધ ઉપર આરબોની સવારીઓ.

૬૩૬ ઉસ્માને મુંબઇ ઈલાકાના કાંઠાપર આવેલાં થાણાં

ઇ. સ.

અને ભરૂચપર નોકાસેના મોકલી.

૬૬૨-૬૬૪ સિંધ ભણી લુટ કરવાને સવારીઓ મોકલી પણ વળ્યું નહીં.

૭૧૨ જુવાન કાસમે સિંધપર હુમલો કર્યો.

૭૧૪ જુવાન કાસમથી સિંધુની આગળ જવાયું નહીં કારણ કે તેનું મરણ થયું.

૭૫૦ રજપુતોએ મુસલમાન હાકેમને હાંકી કાઢયો.

૮૨૮ લગી હીંદુઓ ને સિંધદેશ પાછો આવ્યો નહોતો.

૯૭૭-૧૧૭૬ પંજાબનો થોડો ભાગ મુસલમાનથી ખાલસા કરી શકાયો.

૧૫૬૫ દક્ષિણ હિંદમાં તાલીકોટનો સંગ્રામ થયો ત્યાં સુધી હિંદુનું બળ પુર્ણ તુટયું નહોતું.

૧૬૫૦ હિંદુસ્તાને પુનર્જિવન કરાવાનો હિંદુઓએ મોટા પ્રયત્નનો આરંભ કર્યો.

૧૫૫૬-૧૬૦૫ અકબરે હિદુ રાજા રાણા અને રાજનીતિજ્ઞ પુરૂષો ને રાજ કાજમાં સામિલ કરવાની પદ્ધતિ ચલાવી તેથી જે ઉત્તરમાં તે બાદશાહી સુદૃઢ થઈ.

૬૩૬-૧૭૬૧ ઉસમાને લુટકરવાને મોકલેલી સ્વારીથી. ૧૭૬૧.

૧૭૬૧ માં અહમદશાહે વંટોળીઆની પેઠે આવી દેશને હેરાન કર્યો તેની વચગાળેનાં અગીઆરસે વરસો માં મુસલમાનો થોડે થોડે એ એકપછી એક ધ-

ણી વાર ચઢાઇઓ કરી થોડો થોડો મુલક જીત્યો.

૯૭૭ સબક્તગીન.

૯૭૭ સબક્તગીને અફ્ગાનિસ્તાનમાં આવેલા ગીઝનીના મુસલમાની રાજ્યપર સ્વારી કરી.

૧૦૦૧-૧૦૩૦ મહંમુદ ગજનવી.

૯૮૭ સબક્તગીન મરી ગયો.

૧૦૦૧ મહંમુદ ગજનવીની પેહેલી સવારી.

૧૦૦૮ મહમુદ ગઝનવીની છઠ્ઠી સવારી.

૧૦૨૪ સોમનાથનું ખેદાન મેદાન.

૧૦૨૪ સોળમી અને સર્વથી વધારે પ્રખ્યાત સવારી તેણે ગુજરાતમાં આવેલા સોમનાથના દેવાલયપર કરી.

૧૮૪૨ લાર્ડ એલેનબરો એ સોમનાથનાં પ્રખ્યાત સુખડ ના કમાડ વીજય ચિન્હ અર્થે આણ્યા હતાં.

૧૦૩૦ મહમુદ ગઝનવીનો ગીઝનીમાં કાળથયો.

૧૧૫૨-૧૧૮૬ ઘોરવંશ.

૧૦૧૦ મહંમદે ઘોરને વશ કર્યું.

૧૦૫૧ ઘોરના હાકેમે ગીઝની જીતી ત્યાંના મહાજનોને પોતાના પાટનગરમાં ઘસડી લઈ જઇ તેમનાં ગળાં કાપ્યાં ને તેમનું લોહી કોલ કરવામાં કોટ બાંધવાના કામમાં વાપર્યું.

૧૧૫૨ ઘોરનો જય થયો ને ગીઝની પડ્યું.

૧૧૬૮ લાહોર મહંમદ ગજનવીની ઓલાદના ખુશરુ પા–

સેથી લેઇ લીધું.

૧૧૯૧ મહમદ ઘોરીની સામે હિંદુ પ્રતિરોધ.

૧૧૯૧ મહંમદ ઘોરીએ પેહેલી દિલ્હીપર ચઢાઈ કરી તેમાં થાનેશ્વર આગળ પુર્ણ હાર્યો.

૧૧૯૩ હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી.

૧૧૯૩ રજપુતોની વ્યવસ્થા.

૧૧૯૩ ફરીને અફગાનોએ પંજાબપર ચઢાઇ કરી તેમાં મહંમદ જીત્યો.

૧૧૯૪ હરીફાઇ કરનાર કનોજના રાણાનો તેણે પરાજય કર્યો.

૧૨૦૩ મુસલમાનો બંગાલા જીતે છે.

૧૧૯૯ બક્તિ યાર ખિલજીએ બીહાર જીતીલીધું.

૧૨૦૩ બક્તિ યાર ખિલજીએ ગંગાના ડેલ્ટા એટલા મુખ આગળના નદી પ્રદેશ સુધી નીચલો બંગાળા દેશ જીતી લીધો.

૧૨૦૩ ઘક્કર લોકે પહાડોમાંથી આવી લાહોર લીધું અને આખા પ્રાંતને ઉજડ કર્યો.

૧૨૦૬ અફગાન છાવણી સિંધુને કાંઠે હતી તે વારે ઘક્કર જાતની એક ટોળીએ આ પાર તરીને પેલે પાર તંબુમાં ઊંઘેલા સુલતાનને કતલ કર્યો.

૯૭૭ સબકતગીને પોતાના ગીજનીના રાજ્યની હદપરનું થાણું પેશાવરને કરી પાછળ મુકયું હતું.

૧૦૩૦ મહમુદે પશ્ચિમ પંજાબને જીતી તેજ રાજની સીમા

પરનો પ્રાંત બનાવ્યો હતો.

૧૨૦૬ મહંમદ ઘોરીનું જ્યારે મરણ થયું ત્યારે એ સરદારો પંડે તે મુલકના ધણી થઈ પડ્યા.

૧૨૦૬ ૧૨-૧૦ કુતુબઉદ્દીન.

૧૨૦૬-૧૨૯૦ ગુલામવંશ.

૧૨૧૦ કુતુબઉદ્દીન મરી ગયો.

૧૨૧૧-૧૨૩૬ અલ્તમસ.

૧૨૩૬ અલ્તમસના મૃત્યુની પેહેલાં હિંદુઓના ઝગડા બંધ પડ્યા.

૧૨૨૯ બગદાદના ખલિફાએ હિંદને જુદું મુસલમાની રાજ્ય અલ્તમસની કારકીર્દીમાં માન્યું અને દિલ્હીની નવી બાદશાહી કબુલ રાખી સિક્કા પાડ્યા.

૧૨૩૬ અલ્તમસ મરણ પામ્યો.

૧૨૩૬-૧૨૩૯ રજિયાબેગમ.

૧૨૪૫ તિબેટની વાટે મુગલો બંગાળાના ઇશાન ભાગમાં ધસી આવ્યા.

૧૨૪૪-૧૨૮૮ અફગાન લાટોમાં થઈ તેઓ વારેવારે પંજાબમાં ઉતરી આવતા.

૧૨૬૫ ૧૨૮૭ બલબન.

૧૨૮૭ બલબનનું મૃત્યુ.

૧૨૯૦ ગુલામ વંશ અંત.

૧૨૯૦ ૧૩૨૦ ખિલજીવંશ.

૧૨૯૫ જલાલુદ્દીન ને મારીનાંખ્યોં.

૧૨૯૫-૧૩૧૫ અલ્લાઉદ્દીનની કારકીર્દી.

૧૨૯૭ હિંદૂઓ પાસેથી ગૂજરાત ફરીને જીતીલીધી.

૧૩૦૦ દુર્ઘટ ઘેરા પછી જઈપુર રજપુતો કનેથી રિન્થિમ્બુરગઢ લીધો.

૧૩૦૩ ચિતોડ ગઢ જીતી સિસોદિયા રજપુતોને કેટલેક દ-રજ્જે વશ કર્યા.

૧૨૯૫ મુગલો ચઢી આવ્યા તેમને તેણે રાજધાની દિલ્હી આગળ હરાવ્યા.

૧૩૦૪–૫ ને તેમની બીજી ચાર સવારીઓ સામે ટક્કર ઝી-લીને તેમાં પકડાયલા બધા કેદીઓને દિલ્હી મોકલી દેઇ ત્યાં તેમના સરદારોને તેણે હાથીના પગ હેઠે ખુંદાવી માર્યા અને જુસ્સો ઉતરી ગયા પછી નિ-ર્દયપણે સાધારણ સિપાઇઓને બકરાંની માફક કતલ કર્યા.

૧૨૯૯-૧૩૦૦ દંગો કરનારા ભત્રિજાને પ્રથમ આંધળા કર્યા અને પછી તેનાં માથાં કાપ્યાં.

૧૩૦૩ તેણે પોતાના ગુલામ મલીક કાફુરને ફોજ સહિત બંગાળાની વાટે તેલિંગાના નામે હિંદુરાજની રાજધાની વરંગુળ હતી તે ઉપર હુમલો કરવાને મોકલ્યો.

૧૩૦૬ કાફુરે વિજયી કુચ માળવા, ખાનદેશ અને મહારાષ્ટ્ર કરી.

૧૩૦૬ હિંદમાં મુસલમાની રાજ્યનો વિસ્તાર.

૧૨૮૬ ગુલામ સુલતાનોના વખતમાં મુગલો એટલા બળવાન થયા કે તેમની કતલ કરવી પડી.

૧૨૯૨ ત્રણ હજાર મુગલો તેમનો તાતાર ધર્મ છોડી મુસલમાન થયા.

૧૩૧૧ બીજા મુગલો આવ્યા તેમણે કેટલાંક કારસ્તાન કર્યાં, ત્યારે અલાઉદ્દીને તેમાંના પંદર હજારને કતલ કર્યાં અને તેમના કબીલાને ગુલામ કરી વેચ્યા.

૧૩૦૩ ચિતોડ ગઢ જીત્યો ત્યારે તેમાંની ફોજે તાબે થવા કરતાં મરવું વધારે ચાહ્યું હતું.

૧૩૧૫ અલાઉદ્દીન મરી ગયો.

૧૩૧૬-૧૩૨૦ ધર્મભ્રષ્ટ હિંદુ પાદશાહ.

૧૩૨૦ ખુશરૂની ફોજે ફિતુર કરી તેનો પ્રાણ લીધો, અને ખિલજીવંશનો અંત આવ્યો.

૧૩૨૦-૧૪૧૪ તુઘલક વંશ.

૧૩૯૮ તૈમુરલૈનનો હુમલો.

૧૩૨૦-૧૩૨૪ ગિયાસુદ્દીને રાજધાની દિલ્હીમાંથી કાઢી ત્યાંથી ઉગમણી દિશાએ ચાર મૈલપર કરી તેનું નામ તઘલખાબાદ પાડ્યું.

૧૩૨૪-૧૩૫૧ મહંમદ તઘલખ.

૧૩૩૮-૧૩૫૧ પ્રાંતોનાં બંડ.

૧૩૩૮ પંજાબના હાકેમે બળવો કર્યો.

૧૩૩૯ પંજાબનો બળવો બેસાડી દેઇ હાકેમને ગરદન માર્યો.

૧૩૪૦ ઘણી થઇ પડેલા મુસલમાન પ્રાંતોને વશ કરી શક્યો નહીં.

૧૩૪૪ પોતાના રાજમાંનાં મુસલમાન થાણાં ઉઠાડી મેલ્યાં.

૧૩૫૧-૧૩૮૮ ફિરોજશાહ તઘલખ.

૧૪૧૪ તઘલખ વંશનો અંત આવ્યો.

૧૪૧૪-૧૪૫૦ સૈયદ વંશ.

૧૪૫૦-૧૫૨૬ લોદીવંશ.

૨૮૮-૯૦૦ મ્હૈસુરમાં તાલ્કદ નામે નગર હતું તે ચેરા રાજની રાજધાની હતી.

૧૩૦૪ પાંડ્ય વંશના ૧૧૬ મા રાજાને મલેક કાફુરે મારી નાખ્યો.

૧૧૧૮-૧૫૬૫ પરંતુ દક્ષિણ હિંદનો સપ્રમાણ ઇતિહાસ તો વિજયનગર કે નરસીંહ નામે હિંદુરાજથી સરૂ થાયછે.

૧૩૦૩-૧૩૦૫ અલાઉદીને કરેલી જીતપરથી દક્ષિણ હિંદના સુલતાનો ઉત્પન્ન થયા.

૧૩૨૫-૧૩૫૧ મહંમદ તઘલખના અમલમાં કોઇ પઠાણ સરદાર જાફરખાન દિલ્હીની ફોજને હરાવી દક્ષિણનો સુલતાન થયો.

૧૩૪૭ બ્રાહ્મણી વંશનો ઉદય થયો.

૧૫૨૫ બ્રાહ્મણી વંશ ચાલ્યો.

૧૪૩૭ બીજા અલાઉદીનના વખતમાં એ વંશ પુર્ણ ક–

બાએ ચઢયો.

૧૪૮૯ અને ૧૫૨૫ } વચ્ચે તેનાં કુસંપી તત્વોએ કરીને તુટી ગયો.

૧૪૮૯-૧૬૮૮ દક્ષિણનાં પાંચ મુસલમાની રાજ્યો.

૧૪૮૯ અદીલ શાહીકૂળ એની રાજધાની બિજાપુર અને તે તુર્કસ્તાનના સુલતાન બીજા અમુરથના એક દીકરાએ વસાવી હતી.

૧૬૮૬-૮૮ મુગલ પાદશાહ ઔરંગજેબે બીજાપુરના રાજ્યને જીતી લઈ પોતાના રાજ્યમાં મેળી દીધું.

૧૫૧૨ કુતુબશાહી વંશ એની રાજધાની ગોલકોંડા નગર હતું તે કોઇ સાહસીક તુર્કોમાને વસાવ્યું.

૧૬૮૭-૮૮ ગોલકોંડાને ઔરંગજેબે જીતી લઇ પોતાના રાજ્યમાં સામેલ કર્યું.

૧૪૯૦ નિજામશાહી વંશની રાજધાની અહમદનગર વિજય નગરના દરબારમાંના મુસલમાન થયેલા બ્રાહ્મણે વસાવ્યું.

૧૬૩૬ અહમદનગરના રાજ્યનો શાહજહાંને નાશ કર્યો.

૧૪૮૪ ઈમાદશાહી વંશનો અમલ વરાડમાં હતો તેની રાજધાની ઈલીચપુર, વિજયનગરના કોઇ હિંદુએ વસાવ્યું

૧૫૭૨ ઈલીચપુરના રાજને અહમદનગરે જીતી લીધું.

૧૪૯૨-૧૪૯૮ બરીદશાહી વંશ એની રાજધાની બીદર કોઈ તુર્કી કે જીઓર્જિયને વસાવ્યું

૧૬૦૯ પર્યંત સ્વતંત્ર બીદર હતું.
૧૬૫૭ ઔરંગઝેબે બીદરગઢ જીત્યો.
૧૫૬૫ મુસલમાનોએ સંપ કરી વિજયનગરના રાજ્યની સામે વઢયા અને તેની પોતાની હદમાં બળવો ઉઠવાથી મદદ મળી.
૧૫૬૫ તાલીકોટના સંગ્રામમાં મુસલમાનોએ વિજયનગરના રાજાને હરાવ્યો.
૧૬૩૯ વિજયનગરના રાજકુમાર પોતાનો પુર્વનો પ્રભુત્વનો અધિકાર વાવરી ઈંગ્રેજને મદ્રાસ વસાવવાને જગ્યા આપી.
૧૩૯૭-૧૭૯૯ મંજરાબાદના નાનકડા રાજવંશ કુટુંબે સ્વતંત્રતા ભોગવી.
૧૩૪૦ નીચલા બંગાલાએ દિલ્હીની તાબેદારી છોડી દીધી.
૧૫૩૮ બંગાળામાં એક પછી એક વીસ સુલતાને અમલ કર્યા પછી હુમાયુએ થોડાક વખત લગી તેને મુગલ પાદશાહીમાં ભેળી દીધું.
૧૫૭૬ અકબરે એ રાજ્યનો નક્કી અંત આણી તેને ખાલસા કરી દીધું.
૧૩૭૨ થી પશ્ચિમહિંદનો મોટો પ્રાંત ગુજરાત સ્વતંત્ર મુસલમાની રાજ્ય બન્યું હતું તે બસેં વરસ લગી ટકી રહ્યું.
૧૫૭૩ અકબરે ગુજરાત જીત્યું.
૧૫૩૧ માળવાને ગુજરાતના સુલતાને જીતી પોતાના રા-

ઇ. સ.

જ્યમાં જોડી દીધું.

૧૩૯૩-૧૪૭૮ જઉનપુર અને તેની જોડે વાણારસીનો મુલક પણ સ્વતંત્ર મુસલમાની રાજ રહ્યા.

---

# પ્રકરણ ૧૦ મુ.

ઇ. સ.

૧૫૨૬-૧૭૬૧ મુગલવંશ.

૧૪૮૨-૧૫૩૦ બાબર.

૧૫૨૬ બાબર હિંદપર ચઢી આવ્યો.

૧૪૮૨ બાબરનો જન્મ થયો હતો.

૧૪૯૪ જક્સાર્તિસ નદીને કાંઠે નાનકડુ ફર્ગાનનું રાજ્ય હતુ તેની ગાદીએ બાર વરસની નાની ઉમ્મરે બાપની પછી બેઠો. બાબર.

૧૪૯૭ અદ્ભૂત સાહસ કર્યા પછી તેમર્લેનના વંશની રાજધાની સમર્કંદ જીતી લીધું.

૧૫૨૬ પંજાબપર તુટી પડી પાણીપતના રણમાં દિલ્હીના સુલતાન ઇબ્રાહીમ લોદીને હરાવ્યો.

૧૫૨૭ બાબરે ફતેપુર સીક્રીના રણમાં રજપુતોને હરાવ્યા.

૧૫૩૦ બાબર આગ્રામાં મરણ પામ્યો.

૧૫૩૦-૧૫૫૬ હુમાયુન પાદશાહ.

ઇ. સ.

૧૫૪૨ સિંધના રણમાં થઇ તે નાસતો હતો ત્યારે અમર કોટમાં તેનો પ્રખ્યાત પુત્ર અકબર અવતર્યો.

૧૫૪૫ શીરશાહ પાદશાહ થયો પણ કલીંજરના ડુંગરીગઢ પર હુમલો કરતાં મૃત્યુ થયું.

૧૫૫૬ તેર વરસના અકબરે પાણીપતના રણમાં મરણીઓ થઇ જંગ મચાવ્યો.

૧૫૫૬ હુમાયુન બાદશાહનો કાળ થયો.

૧૫૫૬-૧૬૦૫ મહાન અકબર પચાસ વરસ રાજ કર્યું.

૧૫૫૮-૧૬૦૩ ઈંગ્લાંડમાં ઇલીઝાબેથ રાણી રાજ કરતી હતી.

૧૫૬૦ ચાર વરસ પરવશપણું ભોગવ્યા કેડે અકબર શિકારે જવામાં લાગ ફાવ્યાથી એ બેહેરામખાં વજીરની ધુંસરીથી છુટો પડ્યો.

૧૫૫૬ રાજ્યાસને બેઠો તેવારે હિંદ નાનાં રાજ્યોમાં વેંહેચાઈ ગયું હતું અને તેઓમાં કુસંપ હોવાથી સલાહ શાંતી નહોતી.

૧૬૦૫ મૃત્યુ થયું ત્યારે પોતાનું ચક્રવર્તી રાજ પોતાના દીકરાને આપી ગયો.

૧૫૬૧-૧૫૬૮ રજપુતોને વશ કર્યાં.

૧૫૯૮-૧૬૦૪ માનસિંહે રાજકારભાર ચલાવ્યો.

૧૫૩૯-૧૫૭૬ શીરશાહના કૂળે અમલ કર્યો.

૧૫૭૬-૧૭૬૫ મુગલ રાજનો પ્રાંત રહ્યો ને ત્યાં દિલ્હીથી નિમા

ઈ. સ.

પલા ગવર્નરે અગલ બંગાળામાં ચલાવ્યો.

૧૭૬૫ બંગાળા બાદશાહી સનદથી ઇંગ્રેજને આપ્યું.

૧૫૭૪ બંગાળાને કાંઠે આવેલો ઓરિસ્સા પ્રાંત અકબરના હિંદુ સેનાપતી ટોડરમલના હાથ નીચેના લશ્કરોને તાબે થયો.

૧૫૭૨–૭૩ હિંદની બીજી બાજુએ આવેલો ગુજરાત દેશ ત્યાંના મુસલમાન સુલતાન પાસેથી ફરીથી જીતી લીધો.

૧૫૯૩ પરંતુ ગુજરાતની છેલ્લી જીત થઇ નહીં.

૧૫૭૨ માળવા જીત્યો હતો.

૧૫૮૬ કાસ્મિર દેશ જીતાયો.

૧૫૯૨ કાસ્મિરનું છેલ્લું બંડ સમ્યું.

૧૫૯૨ સિંધને ખાલસા કર્યું.

૧૫૯૪ કંધાર ફરીને હાથ આવ્યાથી અફગાનિસ્તાનના મધ્ય ભાગથી વિંધ્યાની ઉત્તરનો સકળ હિંદ પૂર્વે ઓરિસ્સા અને દક્ષિણે સિંધ સુધી મુગલાઈ રાજ્ય ફેલાયું.

૧૫૬૬ તેણે આગ્રા ગઢ બંધાવ્યો તેનો રાતી રેતીના પથ્થર- (રેડ સાન્ડ સ્ટોન) નો કોટ અદ્યાપિ પ્રૌઢપણે જમનાં ઉપર ઝઝુમી રહ્યો છે.

૧૫૮૬ દક્ષિણ હિંદમાં મુગલાઇ રાજ સ્થાપવાનો આરંભ થયો.

૧૫૮૯ અકબર પંડે ફોજ સાથે ચાંદબીબી સામે યુદ્ધ કર-વાને ધાયો.

ઈ. સ.

૧૬૩૭ આહમદનગરની ફોજે ફિતુર કરી ચાંદબીબીનું ખુન કર્યું પણ શાહજહાંનના અમલ ૧૬૩૭ સુધી જીતાયું નહીં.

૧૬૦૫ મહાન અકબર પાદશાહનું મરણ થયું.

૧૮૭૩ જે સાદા આરસની સીલા નીચે અકબરની લાશ છે તેના માનાર્થે તેપર ઓઢાડવાને બ્રિટીશ વાઇસ્રાય લૉર્ડ નૉર્થબ્રુકે ચાદર આપી હતી.

૧૮૭૯ ઉત્તર હિંદના એથી ઘણા વધારે ક્ષેત્રફળપર ઇંગ્રેજ સરકારનો કર માત્ર બાર કરોડ રૂપીઆ હતો.

૧૫૦૩ ટીલાટ શાહજાદા સલીમની શીખવણીથી અબુફાજલને કોઇએ મારી નાખ્યો.

૧૬૦૫-૧૬૨૭ સલીમ ( જહાંગીરશાહ ) ( દુનિયાં જીતનાર ).

૧૬૧૪ શાહજહાન પાદશાહની વતી ઉદેપુરના રાણાનો પરાભવ કર્યો.

૧૬૨૧ અફ્ગાનિસ્તાનનો કંદહાર પ્રાંત જહાંગીર કનેથી ઇરાનીઓએ ખૂંચવી લીધો.

૧૬૨૬ ચાંદબીબીના વજીરી સેનાપતી મહોબતખાનને સામા થવું પડ્યું.

૧૬૨૭ તેના પુત્ર શાહજહાંને અને તેનો મોટામાં મોટો સેનાપતી મહોબતખાને ઉઠાવેલો બળવો ચાલતો હતો તેવામાં જહાંગીર બાદશાહનું મરણ થયું.

૧૬૧૫ પ્રીંટિસ એલચી સરટામસરો જહાંગીરનાં લક્ષણ

ઇ. સ.

આગળ બુબ વર્ણવ્યાં છે.

૧૬૨૮-૧૬૫૮ શાહજહાંન પાદશાહ.

૧૬૫૩ ઈરાનીઓએ કંદહાર પ્રાંતને મુગલાઈ રાજ્યમાંથી છૂટો પાડી લીધો.

૧૬૩૬ અહમદનગર જીતાઈ મુગલાઈ રાજ્યમાં ભળ્યું

૧૫૭૨ ઈલીચપુર અહમદનગરમાં જોડાયું હતું તે પણ મુગલાઈ રાજ્યમાં ભળ્યું.

૧૬૩૭ મરેઠાઓએ પેહેલો હાથ અહંમદનગરપર કર્યો પણ ફતેહ પામ્યા નહીં.

૧૫૫૭ શાહજાદા ઔરંગઝેબનો બળવો.
પોતાનો પિતા માંદો પડયો જાણી ઔરંગઝેબ પોતાનાભાઈઓ જોડે કપટી ઝગડો કરી પોતાના પિતાને પદભ્રષ્ટ કર્યો.

૧૬૫૮ પોતે પાદશાહ પદ ધારણ કર્યું. ઔરંગઝેબ.

૧૬૬૬ શાહજહાંન પાદશાહ આગ્રાગઢમાં રાજકેદી તરીકે મરણ પામ્યો.

૧૬૫૮-૧૭૦૭ ઔરંગઝેબ કપટી અને લુચ્ચો ગાદીએ બેઠો.

૧૬૫૯ તખ્તે બેઠા પછી બીજે વરશે પોતાના સર્વથી વડા ભાઈ ઉદાર પણ આકળા સ્વભાવના દારાને ઔરંગઝેબે મારી નાખ્યો.

૧૬૬૦ પોતાની મરજી મુજબ મોજ કરનારા બીજા ભાઇ

ઈ. સ.

સુજાને ત્યાર પછી બાર માસ ઝગડો કરી ઔરંગજેબે હિંદમાંથી હાંકી કાઢયો ને તે આરાકાનના ઉદ્ધત જંગલી લોકોમાં પીડા પામી મરી ગયો.

૧૬૬૧ બાકી રહેલા ભાઇ બહાદુર અને તરૂણ મુરાદનો શિરચ્છેદ ત્યાર પછીના વરસમાં બંધીખાનામાં કરાવ્યો.

૧૬૫૮-૧૬૮૩ પોતાના સરદારોની મારફતે દક્ષિણમાં યુદ્ધ ચલાવ્યું.

૧૬૭૦ મરાઠી સરદાર સીવાજીએ દક્ષિણ હિંદના મુગલાઇ પ્રાંતોમાંથી ચોથ ઉઘરાવી.

૧૬૭૪ સ્વતંત્ર મહારાજા છત્રપતી બની રાયગઢમાં રાજ્યાભિષેક કરાવ્યો.

૧૬૮૦-૮૧ ઔરંગજેબના બંડખોર દીકરા શાહજાદા અકબરે મરાઠી ફોજમાં હાજર થઇ તેનો સામો વધાર્યો.

૧૬૮૮ ગોળકોંડા અને બીજાપુર મુગલાઇ રાજ્યમાં ભળીગયાં.

૧૬૮૮-૧૭૦૭ મરાઠા.

૧૬૮૮-૧૭૦૭ પાદશાહે પોતાનો જીવતરનાં બાકીનાં વીસ વરસ સુધી આ વૃદ્ધિ પામતા હિંદુ મરાઠી રાજ્યની સામે વિગ્રહ ચલાવ્યો.

૧૬૭૪ મરેઠાના મોટા નાયક સીવાજીએ મહારાજા છત્રપતિ થયાનાં જાહેરનામાં કર્યાં.

૧૬૮૦ શીવાજી મરણ પામ્યો.

૧૬૮૯ તેની પછી ગાદીએ બેસનાર સંભાજીને પાદશાહે

ઇ. સ'

ક્રૂરપણે મારી નાખ્યો.

૧૭૦૧ મરેઠા વંશને નિર્મુળ કરી નાખ્યો એવું ભારયું.

૧૭૦૫ મરેઠાઓએ પોતાના કિલ્લા પાછા જીતી લીધા.

૧૭૦૬ ઔરંગજેબે મરેઠા જોડે સલાહ કરવાને છુટી ચલાવી.

૧૭૦૬ ઔરંગજેબને અહંમદનગરમાં આશ્રય મળ્યો.

૧૭૦૭ ઔરંગજેબ અહંમદનગરમાં મરણ પામ્યો.

૧૬૬૨ હિંદના પૂર્વ પ્રાંતમાં આશામ તલક બાદશાહી ફોજને મીર જુમ્લા લેઇ ગયો હતો.

૧૬૭૭ ઔરંજેબે જજીઆ વેરો ચાલુ કર્યો.

૧૬૭૬ એક સ્થાનીક હિંદુ પંથને બંડ કરવાની જરૂર પાડી.

૧૬૭૭ રજપુત સંસ્થાનો સંપ કરી ઔરંગજેબ સામા થયા.

૧૬૮૦ તેનો બંડખોર દીકરો અકબર લશ્કર સહીત રજપુતોને મળ્યો.

૧૬૮૧ દક્ષિણમાં લશ્કર લેઈ જવાય માટે રજપુતો જોડે જેવી તેવી સલાહ કરી.

૧૭૬૧ મહમદશાહ દુરાનીએ તીજોરીના અધીકારી ઉપજનું પત્રક મંગાવ્યું ત્યારે તેની ઉપજ રૂપીયા ૩૪૫૦૬૬૪૦૦ હતી.

૧૬૯૫ ઔરંગજેબની કુલ પેદાશની ગણતરી ૮૦ કરોડની હતી.

૧૬૯૭ ૭૭ા કરોડ રૂપીયાની હતી.

ઈ. સ.

૧૭૨૦ બાદશાહતનું ભંગાણ વધારે ખુલી રીતે થવા લાગ્યું.

૧૭૨૦-૧૭૪૮ નિઝામ ઉલમુલ્કે (દક્ષિણના ગવર્નરે) દક્ષિણહિંદ નો મોટામાં મોટો ભાગ દિલ્હીથી છુટો પાડયો.

૧૭૩૨-૧૭૪૩ પાદશાહે અયોધ્યાના ગવર્નરને વહીવટ કરવા પ્રાંત સોંપ્યા હતા તેમાં પોતાના વંશની સ્થાપના કરી.

૧૭૧૦-૧૭૧૬ શીખ પંથપર જુલમ થવાથી બંડ કર્યું અને પછી પાદશાહે નિર્દયપણે કચરી માર્યા.

૧૮૫૭ મુગલાઈ ફોજે જે ક્રુરતા શીખ લોકપર કરી હતી તેના નહીં ભુલાય એવા સ્મરણે દિલ્હીપર જે જબરૂં વેર તેમના મનમાં ઠસાવ્યું હતું તે બ્રિટીશ પક્ષને બહુ ઉપયોગમાં આવ્યું.

૧૭૧૬ શીખના ગુરૂબંદાને પાદશાહી જામો, કસુંબી પાઘડી વિગેરે પેહેરાવી લોઢાના પાંજરામાં ઘાલી ફેરવ્યો ને એના દેખતાં એના છોકરાની છાતી ચીરી માંહેથી હૃદય કાઢી તેના મોંપર નાખ્યું ને પછી લાલ ધકધકતી સાંડસીએ બંદાનું માંસ તોડી નાખ્યું.

૧૭૧૫ રજપુતાનાના મહીપતીઓએ મુગલાઈ બાદશાહત જોડે સંબંધ તોડી સ્વાધીનપણે રાજવહીવટ કરવા માંડયો.

૧૭૪૩ મરેઠાઓએ માળવા પ્રાંત મેળવ્યો.

૧૭૫૧ મરેઠાએ ઓરિસ્સા પ્રાંત લીધો.

૧૭૫૧ બંગાળામાંની ખંડણી લેવાની સનદ સંપાદન કરી

ઈ. સ.

( મરેઠાઓ. )

૧૭૩૯-૧૭૬૧ મધ્ય એશિઆઓથી આવેલી સવારીઓ.

૧૭૩૯ નાદિરશાહ વિનાસકારી ધાડા સહીત ધસી આવ્યો.

૧૭૩૮ મુગલાઈ બાદસાહતમાં કાબુલ પ્રાંત હતો તે પણ ખોયો.

૧૭૫૨ અહમદશાહને પંજાબ પ્રાંત આપી દેવો પડયો.

૧૭૪૮-૬૧ દક્ષિણહિંદમાં ફ્રેંચ અને ઈંગ્રેજની વચ્ચેવીગ્રહો થયા તેણે કરીને કર્ણાટકમાંથી દીલ્હીના અધીકારનું છેલ્લુ પગલું ભુસાઇ ગયું.

૧૭૬૫ પાદશાહે બંગાળા બિહાર ઓરિસ્સા ઈંગ્રેજને આપ્યા.

૧૮૫૭ બળવાખોરતરીકે છેલ્લો નામનો પાદશાહ બહાર પડયો.

૧૮૬૨ બ્રિટિસ બ્રહ્મદેશની રાજધાની રંગુનમાં રાજકેદી અવસ્થામાં મરણ પામ્યો.

૧૮૧૮ ઈંગ્રેજનો છેલ્લો મરાઠી વીગ્રહ થયો.

૧૮૪૮ શીખરાજ્ય સમુદાયને ઈંગ્રેજે જીત્યો.

૧૭૦૭-૧૮૬૨ મુગલાઇ રાજની પડતી અને અંત.

૧૭૦૭ ઔરંગઝેબના બે દીકરા મોઆઝીમ અને આઝીમ વચ્ચે ઝઘડો મુઆઝીમની ફતેહ ને બાહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો તે ઝુલફીકારખાનને વશ રહયો શાહજાદા કામબક્ષે બંડ કર્યું ને તેનો પરાભવને મૃત્યુ.

ઈ. સ.

૧૭૧૦ શીખલોકપર ચઢાઇ.

૧૭૧૨ બાહાદુરશાહનું મરણ જાહાદારશાહનું ગાદીએ બેસવું વજીર જુલફીકારખાનની મારફતે રાજ કરેછે તેના ભત્રીજાનું બંડ પાદશાહને તેના વજીરનો ઘાત.

૧૭૧૩ ફરોકશીઆર સૈયદહુસન અને અબદલાના અધિકાર નીચે ગાદીએ બેસવુ.

૧૭૧૬ શીખલોકે કરેલી ચઢાઇ તેમની હાર અને તેમના ઉપર ક્રૂર જુલમ.

૧૭૧૯ સૈયદોએ ફરોકશીઆરને મારી નાંખ્યો પછી ત્રણ છોકરાને વારાફરતી ગાદીએ બેસાડેછે પેલા બે ત્રણ માશમાં મરી જાય છે અને ત્રીજોમહમુદશાહ ૧૭૧૭ ના સપટેંબરમાં રાજ કરેછે.

૧૭૨૦ સૈયદોના પરાભવ.

૧૭૨૦-૧૭૪૮ દક્ષિણનો ગવર્નર ( નિજામઉલમુલક ) હૈદરાબાદમાં પોતાની સ્વાધીનતા સ્થાપેછે.

૧૭૩૨-૧૭૪૩ અયોધ્યાનો ગવર્નર કે પાદશાહનો વજીરને દિલીથી વહીવટમાં સ્વતંત્રા થાયછે.

૧૭૩૫-૧૭૫૧ પાદશાહતની સામાન્ય પડતી અંદરબળવા અને ઈરાનથી નાદીરશાહનું ૧૭૩૯ માં ચઢી આવવું હિંદપર અહમદશાહ દુરનીની પહેલી સ્વારી(૧૭૪૭) મરેઠાને માળવા મળેછે ( ૧૭૪૩) અને તેની પછી

ઈ. સ.

દક્ષિણ ઓરીસ્સાને બંગાળાની ખંડણી મળેછે ૧૭૫૧.

૧૭૪૮-૧૭૫૦ મહંમદનો દીકરો અહંમદ ગાદીએ બેઠો. અયોધ્યામાં રોહીલાનું બંડ ને પાદશાહની ફોજની હાર.

૧૭૫૧ મરેઠાની મદદથી રોહીલાના દંગાનો નાશ.

૧૭૫૧-૧૭૫૨ મહંમદશાહ દુરાનીની બીજી સવારી પંજાબ આવેછે.

૧૭૫૪ પાદશાહનું પદભ્રષ્ટ થવું અને આલમગીર બીજાનું ગાદીએ બેસવું.

૧૭૫૬ અહંમદશાહ દુરાનીની પહેલી સવારી. દિલ્હીની લુટ.

૧૭૫૯ અહંમદશાહ દુરાનીની ચોથી સવારી પાદશાહ બીજા આલમગીરને તેના વજીર ઘાજીઉદીન મારી નાખે છે. મરાઠા ઉત્તર હિંદમાં મુલકો જીતી લે છે અને દિલ્હીનો કબજો કરે છે.

૧૭૬૧-૧૮૪૫ પાણીપતની ત્રીજી લડાઇ અને અફગાનોને હાથે મરેઠાનો પરાજય (૧૭૬૧). બીજા આલમગીર પછી બીજો શાહઆલમ પાદશાહ થાય છે. ૧૭૭૧ સુધી અલહાબાદમાં ઇંગ્રેજનું પેનશન ખાઇ રહેછે. એ વરસમાં (૧૭૭૧)માં મરેઠા તેને તેના વારસાના રાજ્યમાંથી એક કકડો આપેછે, બંડખોર પાદશાહને આંધળો કરી કેદ કરેછે; મરાઠા તેને છોડવેછે પણ ૧૮૦૩ લગી વાસ્તવિક રીતે તેમના બંધીવાન તરીકે તે તેમના હાથમાં રહેછે. એ વખતે લૉર્ડ લેકે મરાઠીબળ તોડયું.

ઈ. સ.

૧૮૦૬ ૧૮૩૭ અકબર બીજો ગાદીએ બેસે છે, પણ તે માત્ર નામનો પાદશાહ છે.

૧૮૩૭-૧૮૬૨ તૈમુરના વંશનો છેલ્લો અને સત્તરમો મુગલ પાદશાહ મહંમદ બહાદુરશાહ હતો. ૧૮૫૭ ના ઉઠેલા બળવામાં તે સામીલ હતો તેથી તેને દેશવટો દઈ રંગુનમાં મોકલી દીધો અને ત્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યો.

---

# प्रकरण ११ मुं.

૧૬૫૦-૧૮૧૮ મરાઠા.

૧૬૩૪ શહાજી ભોંસલા નામે એક ભાગ્યશાળી ગરેહા સિપાઇએ દક્ષિણહિંદમાં અગત્યનો ભાગ ભજવવા માંડયો.

૧૬૨૭ શિવાજીનો જન્મ થયો.

૧૬૫૦ દક્ષિણમાં ત્રણ રાજ્ય હતાં.

૧૬૨૭-૧૭૦૭ દક્ષિણ હિંદ જીતવાને શાહજહાંને અને ઔરંગજેબે એંશી વર્ષ ગાળ્યાં.

૧૬૨૭-૧૬૮૦ શીવાજી.

૧૬૫૯ બિજાપુરના સરદારને એક કપટ સ્થળમાં આવવાનું લલચાવી તેની જોડે મિત્રાચારીની વાત કરતાં ઘાત કર્યો.

૧૬૬૨ શીવાજીએ મુંબઇ ઈલાકાના છેક ઉત્તર છેડા લગી

ઇ. સ.

સવારી કરી સુરત શેહેર લુટ્યું.

૧૬૬૪ રાજ્યપદ શીવાજીએ ધારણ કર્યું તથા પોતાને નામે સિક્કા પાડવાનો રાજ્યાધિકાર કર્યો.

૧૬૬૫ બિજાપુરના સ્વતંત્ર મુસલમાની રાજ્ય સામે લડવામાં શીવાજીએ મુગલ સેનાને મદદ કરી.

૧૬૬૬ શીવાજીને ફોસલાવી દિલ્હી લઇ જવામાં આવ્યો.

૧૬૭૪ શીવાજીએ મોટા ઠાઠથી ગાદીએ બેઠો અને સોનાથી પોતાની તુલા કરી તે સોનાનું બ્રાહ્મણોને દાન કર્યું.

૧૬૭૬ સીવાજીએ કર્ણાટક લગી ફોજ મોકલી.

૧૬૮૦ શીવાજીનો કાળ થયો.

૧૬૮૮-૧૭૦૭ ઓરંગજેબની ભુલ ભરેલી રાજ્યરીતી.

૧૬૮૦ સંભાજી ગાદીએ બેઠો.

૧૬૮૯ સંભાજીને ઓરંગજેબે કેદ કરી તેની આંખો ફોડીનાખી તથા જીભ કાપી તેનો શિરચ્છેદ કર્યો.

૧૭૦૭ શાહુને મરાઠાની ગાદી સોંપી.

૧૮૪૯ સતારાનું રાજ્ય ઇંગ્રેજને હાથ ગયું.

૧૭૧૮ પહેલા પેશ્વા બાલાજીએ સૈયદોની મદદે લશ્કર દિલ્હી મોકલ્યું.

૧૭૨૦ બાલાજીએ દક્ષિણની ચોથ ઉઘરાવી.

૧૭૨૧-૪૦ બીજા પેશ્વા બાજીરાવે પોતાના પિતાને મળેલી દક્ષિણની ખંડણી લેવાના હકને વાસ્તવીક રાજ્યાધિકાર

ઈ. સ.

બનાવો.

૧૭૩૯ બીજા પેશ્વાબાજીરાવે પોર્તુગીઝ પાસેથી વસઈ લીધું.

૧૭૪૦-૧૭૬૧ ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ.

૧૭૪૧-૪૨ નાગપુરની ભોંસલા શાખાનો સરદાર બંગાળા ઉપર ચઢી આવ્યો.

૧૭૪૩ નાગપુર શાખાનો સરદાર રાઘોજી ભોંસલે જાતે જઈ બંગાળાપર હલ્લો કર્યો.

૧૭૫૧ અલિવર્દીએ તેમને બંગાળાની ચોથ આપી.

૧૭૬૧ અફગાનોએ મરેઠાનો પરાજય કર્યો.

૧૭૪૨ પુના અને નાગપુરની શાખાઓ બંગાળાની લુટ વાસ્તે લડતી હતી.

૧૭૬૧ હોલ્કર ને સિંધિયાના ઉપરીપણા નીચે બીજી બે શાખા માળવાના જુના મુગલાઈ પ્રાંતમાં અને તેના પડોશમાં સ્વતંત્ર સત્તા ભોગવતી હતી.

૧૭૭૨ પાંચમા પેશ્વા નારણરાવ થયો.

૧૭૬૧-૧૭૭૧ હોલ્કર અને સિંધિઆએ પોતાની સત્તા જમાવી હતી અને પશ્ચિમ પંજાબથી પુર્વે અયોધ્યા સુધી રજપુત, જાટ, રોહિલા પ્રાંતોપર પોતાની સત્તા જમાવી.

૧૭૬૫ નામનો પાદશાહ શાહઆલમ બકસાર આગળ પરાજય પામ્યા પછી ઇંગ્રેજનું પેનશન ખાઈ નિર્વાહ ચલાવનારો થયો.

ઈ. સ.

૧૭૭૧ શાહઆલમે મરેઠા જોડે વટી ચલાવી.

૧૮૦૩–૪ બીજા મરાઠા વિગ્રહમાં હોલ્કર અને સિંધિયાનો પરાભવ થયો ત્યાં લગી તેમણે પાદશાહને વાસ્તવિક બંધીવાન તરીકે રાખ્યા હતો.

૧૭૫૧-૧૮૫૩ નાગપુરના ભોંસલા.

૧૭૫૧ ભોંસલાએ બંગાળાની ચોથ ઉઘરાવી હતી.

૧૭૫૬-૧૭૬૫ બંગાળામાં ઇંગ્રેજનો અમલ થવાથી ભોંસલાની સવારીઓ બંધ પડી.

૧૮૦૩ ઇંગ્રેજે ભોંસલાને ઓઢીઆમાંથી કાઢી મેલ્યા.

૧૮૧૭ છેલ્લા મરાઠા વિગ્રહથી ભોંસલાનો અંત આવ્યો.

૧૮૧૭-૧૮૫૩ તેમના મથકના મુલકોનો વહીવટ બ્રિટીશ રેસીડેન્ટોના હુકમ પ્રમાણે ચાલતો હતો.

૧૮૫૩ છેલ્લો રાઘોજી ભોંસલા અપુત્ર મરણ પામવાથી નાગપુર કે મધ્ય પ્રાંત ઇંગ્રેજી રાજ્યમાં ભળી ગયો.

૧૮૧૭ છેલ્લો મરાઠા વિગ્રહ થયો ત્યારથી વડોદરાના રાજ્ય પર ઇંગ્રેજ રેસીડેન્ટ અને રક્ષાપકારી બ્રિટીશ ફોજની મદદથી ગાયકવાડ અમલ કરે છે.

૧૮૭૪ જે ગાયકવાડની ગાદીપર હતો તેનાપર બ્રિટીશ રેસીડેન્ટને ઝેર દેવાની કોશિશ કર્યાનું તોહોમત આઆવ્યાથી તેને પદભ્રષ્ટ કર્યો.

૧૭૭૯-૧૭૮૧ પહેલો મરાઠા વિગ્રહ થયો.

ઈ. સ.

૧૭૮૨ સાલબાઇનું તહનામુ થવાથી તેનો અંત આવ્યો.

૧૮૦૩-૧૮૦૪ બીજો મરાઠા વિગ્રહ થયો.

૧૮૦૨ વસાઇનું તહનામુ થયું તેના અન્વયે પોતાના મુલકો પર પોતાનો અમલ ટકાવી રાખવાને બાજીરાવે ઇંગ્રેજી ફોજ પોતાને ખર્ચે રાખવાનું કબુલ કર્યું.

૧૮૦૪ હોલકરે દિગ આગળ ઇંગ્રેજને પુર્ણ હાર ખવરાવી.

૧૮૧૭-૧૮૧૮ છેલ્લો મરાઠા વિગ્રહ થયો.

૧૮૧૭-૧૮ પેશ્વા, હોલ્કર, નાગપુરના ભોંસલા પોતપોતાની ખાતર ઇંગ્રેજ સામે લડ્યા અને પૃથક્ પૃથક્ રાજ્ય પામ્યા.

# प्रकरण १२ मुं.

ઇ. સ.

૧૫૦૦-૧૭૦૦ ઇંગ્રેજ લોકનાં પહેલ વહેલાં થાણાં.

૧૫૦૦ પહેલાં હિંદપર સવારી કરનાર મુસલમાનો વાવ્ય દિશામાં પેદા હતા.

૧૪૯૨ ક્રિસ્તોફર કોલંબસે ભરતખંડનો શોધ કરવાને તાર્તરીના મોટા ખાનપર પત્ર લેઈને સ્પેનના વાવટા નીચે પશ્ચિમ ભણી વહાણ હંકાર્યાં તેણે હિંદને બદલે અમેરિકા શોધી કાઢ્યો.

૧૪૯૮ વાસ્કોદીગામાના કાફલાએ કેપ ઓફ ગુડ હોપને મેલી એ કાફલાએ લગભગ અગીઆર માસની સફર

ઈ. સ.

કર્યા પછી ૧૪૯૮ ના મે માસની ૨૦ મી તારીખે કાલીકટ શેહેરની પાસે લગર કર્યું.

૧૫૦૨ પોર્તુગાલના રાજાને ૬ ઠા અલેકઝેન્ડર નામે પોપે આજ્ઞાપત્ર કરી આપ્યું તેમાં તેને નૌકાગમનનો, વિજયોનો અને ઇથિયોપિઆ, અરબસ્તાન, ઈરાન અને હિંદના વ્યાપારનો અધ્યક્ષ બનાવ્યો.

૧૫૦૩ મહાન ઓલ્ફોન્સોડી આલ્બુકર્કે પોર્તુગાલથી જલ પર્યટન કરવા સારૂ નીકળવાના ત્રણ કાફલામાંના એક કાફલાનો ઉપરી બની તે કાફલો પૂર્વ ભણી હંકાર્યો.

૧૫૦૫ ફ્રન્સિસ કોદીઆલ્મૈડાનામે ભરતખંડના પહેલા ગવર્નર અને વસરાયની સરદારી નીચે બાવીશ વહાણ પંદરહજાર માણશનો કાફલો મોકલ્યો.

૧૫૦૯ બીજોપોર્તુગીઝ ગવર્નર આલ્બુકર્ક થયો તેણે પોર્તુગીઝની સત્તા ઘણા ભાગપર વધારી.

૧૫૧૦ બીજા પોર્તુગીઝ ગવર્નર આલ્બુકર્કે ગોવાબંદર સર કર્યું

૧૫૧૫ પોર્તુગાલ ગયાપછી આલ્બુકર્ક ગોવા પાછો આવ્યો ત્યાં કાળ થયો.

૧૫૨૪ વાસ્કોદીગામા ત્રીજીવાર પૂર્વમાં આવ્યો.

૧૫૨૭ વાસ્કોદીગામાનો કોચીનમાં કાળ થયો.

૧૫૦૦ ૧૬૦૦ સૂધી સઘળો વેપાર એકલા પોર્તુગીઝને હાથ હતો.

૧૫૮૦ બીજા ફીલીપરાજાના અમલમાં પોર્તુગાલ અને સ્પે-

ઈ. સ.

નનાં રાજ્ય જોડઈ ગયાં.

૧૬૪૦ પોર્તુગાલ ફરીને જુદુ પડયું.

૧૮૭૧ પોર્તુગીઝ તાબાનાં સંસ્થાનો.

૧૫૯૬ વલંદાવટી કોર્નીલિયસ હોટ માનસૂમાલાને બંતામ પહોચ્યો.

૧૬૦૨ પૂર્વ ભણી વેપાર કરવાને જે કંપનીઓ ઉભી થઇ તે વલંદા ઇસ્ટ ઇન્ડિયા કંપની જોડે જોડી દીધી.

૧૬૧૯ વલંદાએ જાવામાં બટેવીઆ વસાવી ઇસ્ટ ઇન્ડીસ માંહેલા વલંદાના તાબાનાં સંસ્થાનોની વડી સરકાર ની રાજધાની કરી.

૧૬૨૩ વલંદાઓએ કરેલી ઇંગ્રેજની સ્મરણીય કતલને લીધે બ્રિટીશ કંપનીને પુર્વ આર્કીપેલેગોમાંથી ભરતખંડમાં જવું પડયું.

૧૬૮૯ ઇંગ્રેજ વલંદાને ઓરેંજના વિલ્યમે જોડી દીધા.

૧૬૩૫ વલંદાએ ફાર્મોસા કબજ કર્યું.

૧૬૪૦ વલંદાએ મલાકા લીધું.

૧૬૪૭ વલંદા લોકો પાલાર નદીને કાંઠે આવેલા સાદ્રાસ શેહેરમાં વેપાર કરતા હતા.

૧૬૫૧ વલંદાએ પૂર્વમાં આવવાને કેપ ઓફ ગુડ હોપમાં એક સંસ્થાન સ્થાપ્યુ.

૧૬૫૨ વલંદાએ મદ્રાસ કાંઠે પાલકોલ્લુમાં પહેલ વહેલી

ખ્રી. સ.

હિંદી કોઠી ખાલી.

૧૬૫૮ સિંહલદ્વીપમાં પોર્તુગીઝનો છેલ્લો કિલ્લો જાફનાપટમ તે વલંદાએ લઈ લીધો.

૧૬૬૪ પોર્તુગીઝે મલબાર કાંઠે થાણું કર્યાં હતાં તે પણ વલંદાએ લેઇ લીધાં.

૧૬૬૫ વલંદાએ પોર્તુગીઝને સેંટ થોમી અને મદ્રાસરમાંથી હાંકી કાઢયા.

૧૭૫૮ કલાઇવે જળ અને સ્થળ માર્ગે ચિનસુરામાં વલંદા પર હલ્લો કર્યો.

૧૭૯૩-૧૮૧૧ ફ્રેંચ જોડે મોટા વિગ્રહ થયા તેમાં ઇંગ્રેજે હોલાંડ કનેથી દરેક સંસ્થાન લઈ લીધું.

૧૮૧૬ વલંદાને જાવા બેટ પાછો મળ્યો.

૧૮૨૪ વલંદાએ મલાકા અને સુમાત્રાનો અદલો બદલો કર્યો.

૧૪૯૬-૧૫૯૬ પહેલ વહેલા સાહસીક ઈંગ્રેજો.

૧૪૯૬ ૭ મા હેનરી રાજાએ જોન કાબટ અને તેના ત્રણ દીકરાને ૫ વહાણ તૈયાર કરીને વાવ્ય કોણનો માર્ગ શોધી કાઢવાને સનદ કરી આપી.

૧૫૫૩ દુર્ભાગી સર હ્યુ વિલબીએ યૂરોપ અને એશિઆની ઉત્તરે રસ્તો શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો.

૧૫૭૬-૧૬૧૬ વાયવ્ય ભણીનો માર્ગ શોધી કાઢવાને ઘણા પ્રયત્ન થયા હતા.

ઈ. સ.

૧૫૭૭ સર ફ્રાન્સિસ ડ્રેક પૃથ્વી પ્રદક્ષણા કરી.

૧૫૭૯ ટામસ સ્ટીવન્સ નામે આધુનિક અંગ્રેજ અને સાષ્ટી બેટની જેસ્યુઇટ કોલેજનો મુખ્ય શિક્ષક પહેલ વહેલો હિંદમાં આવેલો જણાય છે.

૧૫૮૮ સ્પેન અને પોર્તુગાલે ઇંગ્રેજ સામે મોકલેલી આરમારનો પરાભઇ થયાથી તેમને નવું ઉત્તેજન મળ્યું.

૧૫૯૬ કોર્નીલિયસ હૌટમાને કેપ આફ ગુડહોપને વટવામાં ફતેહ મળવી.

૧૫૯૯ વલંદાએ ઈંગ્રેજને વેચવાનાં મરીનો ભાવ શેરે (ત્રણ શીલીંગ) દોઢ રૂપિયો હતો તે વધારી (છ અને આઠ શીલીંગ) ત્રણ અને ચાર રૂપિયા કર્યો.

૧૬૦૦ ના ડીસેમ્બર ૩૧ મી. ઇંગ્લિશ ઈસ્ટ ઇન્ડિઆ કંપની રાજ્યલેખથી ઈસ્ટ ઈન્ડીસ જોડે વેપાર કરનારા લંડનના વેપારીઓના ગવર્નર અને કંપની એ ઇલકાબથી સનંદી મંડળી થઇ મુળ કંપનીમાં ૧૨૫ ભાગીદાર હતા અને સાત લાખનું ભંડોળ હતું.

૧૬૧૨ સાત લાખનું વધારીને ચાળીસ લાખનું કર્યું હતું.

૧૬૩૫ કોર્ટનની મંડળી સ્થપાઇ હતી.

૧૬૫૦ કોર્ટનની મંડળી લંડનની કંપની જોડે મળી ગઇ.

૧૬૫૫ સાહસિક વેપારીઓની કંપનીને હિંદ જોડે વેપાર કરવાને ક્રોમવેલે સનદ આપી.

